# સ્નેહી-શત્રુ.

## નાટકનાં ગાયનો.

શ્રી સરદાર વિજય નાટક કંપની

બાલાસીનોર.

પ્રત ૧૦૦૦

આવૃતિ પહેલી

માલેક અને પ્રીંટર કાવશાજી સોરાબજીએ, ધી કમર પ્રીંટીંગ પ્રેસ અબદુલરેહમાન સ્ટ્રીટ મુબઈમાં છાપી છે.

સને ૧૯૧૮

કીમત બે આના

# સ્નેહી-શત્રુ.

## નાટકનાં ગાયનો.

---

### શ્રી સરદાર વિજય નાટક કંપની

### બાલાસીનોર.

---

પ્રયોજકઃ—મહમ્મદ જમીયતખાન
એચ. એચ. ધી નવાબ સાહેબ—બાલાસીનોર.

પ્રકાશકઃ—મહમ્મદ જમીયતખાન
એચ. એચ. ધી નવાબ સાહેબ,
મુ૦ બાલાસીનોર.

---

માલેક અને પ્રીંટર કાવશજી સોરાબજીએ, ધી કમર મીંટીંગ પ્રેસ અબદુલ રહેમાન સ્ટ્રીટ મુંબઈમાં છાપી છે.

---

આવૃતિ પહેલી | પ્રત ૧૦૦૦

સને ૧૯૧૮

કીમત બે આના

# સ્નેહી શત્રુ

## પાત્રોના નામ.

### પુરૂષ વર્ગ

**સુત્રધાર**—નાયક

**જડ્જ**—જડ્જ

**સેક્રેટરી**—જજજનો નીમકહરામ સેક્રેટરી.

**શશિકાન્ત**—નામદાર જડ્જનો ભત્રીજો (સ્નેહી શત્રુ)

**ડૉકટર**—એક પાસ થએલો પ્રમાણીક પણ ગરીબ ડાક્ટર.

**શાન્તિદાસ**—જજજની વાડીમાં રહેતો એક બ્રાહ્મણ.

**રણછોડ**—શાન્તિદાસનો દીકરો કૂતરા પાલનાર નીમકહલાલ છોકરો.

**ડીટેકટીવ**—છુપી પોલીસનો એક અમલદાર.

**જુસબ**—એક ખૂની બદમાસ (સ્નેહી શત્રુ ) નો મદદગાર

**રૂહ**—જડ્જના ભાઈની રૂહ.

ફેરીવાળા, પોલીસ, ગાડીવાળો, વાડીવાળો, નોકર, ગૃહસ્થો વગેરે.

## સ્ત્રી વર્ગ.

**બાળાઓ**—બાળાઓ.

**જર્જની સ્ત્રી**—જર્જની સ્ત્રી.

**વસન્તિકા**—જર્જની પુત્રી.

**માલતી**—જર્જની સ્ત્રીની સેક્રેટરી.

**શશિકાન્તનીમા**—શશીકાન્તનીમા

**ગંગા**—શાન્તિદાસની સ્ત્રી.

તે સીવાય, ડોશી, વીશીવાલાની સ્ત્રી, નાયકા, વીગેરે



# સ્નેહી શત્રુ

## પ્રયોગનો ટુંક સાર.

---

### અંક પહેલો.

**પ્રવેશ ૧ લો—દવાખાનું**-એક ગરીબ માબાપનો દીકરો શ્રીમંતોની શહાયતાથી ડાકટરની ડીગ્રી મેળવી ગ્રાન્ટ રોડપર દવાખાનું ખોલી પોતાની પ્રેકટીસ બરાબર ન ચાલવા સબંધી તથા કરજના બોજાથી મુક્ત થવા દવાખાનાનુ લીલામ કરી ક્યાંઈ નોકર રહી જવા વિચાર કરતો હોય છે ત્યાં રણછોડનું સાંજ વર્તમાન વહેચવા નીકળવું, ડાકટરે તેમાંની એક નકલ ખરીદી "જોઈએ છીએ" ના કોલમ તરફ દ્રષ્ટિ કરતાં એક વયો વૃધ્ધ ગૃહસ્થને ડાકટરની ખાસ જરૂર હોવાથી એક અરજી લખી પોસ્ટ દ્વારા રવાના કરવી તેવામાં સ્નેહી શત્રુ (શશિકાન્ત) નું હથીયાર, વસન્તિકાએ દરદનો ડોળ કરી ત્યાં આવવું પ્રસંગોપાત ડાકટરે તેના પાસે પોતાની સ્થિતિનું બયાન કરવુ વસંન્તિકાએ ખેદ જાહેર કરવો અને ડાકટરે નોકર રહેવા જ્યાં અરજી લખી મોકલેલી ત્યાં ન રહેવા લાગણી સાહત ભલામણ કરવી, તેની લાગણી માટે આભાર માની ડાકટરે નોકરી ન સ્વીકારવાની ભલામણનો અનાદર કરવો.

**પ્રવેશ ૨ જો—રાજ માર્ગ**—ફેરીવાળાઓએ પોત પોતાનો માલ વહેંચવા નીકળવું, પોલીસનો રંજાડ, લાંચથી શાતિ- ફેરીવાળાના પોલીસ માટે ઉદગાર ડાકટરનું નીકળવું, સામેથી નામદાર જર્જનું મળવું, જે વયે વૃધ્ધ ગૃહસ્થે "સાંજ" માં ડાકટરની જરૂરીઆતી સબંધી જાહેરાત આપેલી એજ નામદાર જર્જ અને ડાકટરની પરસ્પર પિછાણુ, સ્નેહી શત્રુની ટોળીથી ભયભીત બનેલા જર્જે ડાકટરને કરજથી મુક્ત થવા અમુક રકમ આપી પોતાના એક કુટુંમ્બી તરીકે રાખવા ખુશી બતાવવી, ડાકટરેપણ નોકરીને અંગે પોતા પર શાશા જોખમ રહેશે એથી વાકેફ થઈ નામદાર જર્જની નોકરી કબૂલ રાખવી, જર્જનું જવું, તેની પાછળ પડેલા સ્નેહી શત્રની ટોળી માંહેના એકનું ભયંકર વેષે પસાર થવું, ડાકટરનું અનુમાન અને ધૈર્ય.

**પ્રવેશ ૩ જો—નામદાર જર્જના મકાનનો એક ભાગ.**

નિમક હરામ સેક્રેટરીએ ટેલીફોન ધ્વારા સ્નેહી શત્રુ સાથે કંઈ ખાનગી મસલત ચલાવવી, વચ્ચે માલતીના આવવાથી તેનુ ગભરાવવું માલતીની સત્ય પરાયણતા અને સેક્રેટરી સબંધી તેને ઉદભવેલી શંકા, જર્જની સ્ત્રીનું આવવું અને પોતે સોંપેલ કામમાં વિલંબ થતાં માલતીને ઠપકો આપવો, ઉમ્મરે ન્હાની છતાં પ્રૌઢ વિચારવાળી માલતીએ ઠપકો સહન કરી સેક્રેટરીનું પોગળ ( પાકે પાયે જાણ્યા વિના ) છુપાવવું, નામદાર જર્જે ડાકટરને નોકર રાખ્યા સંબંધી જર્જની સ્ત્રી અને માલતીના તર્ક વિતર્ક, નોકર મારફત બટટો ગુમ થયાના ખબર મળવાથી

બન્નેને ભય, નામદાર જજનું ડાકટર સાથે આવવું, ડાકટરે દૂધમાં ઝેર હોવાનું જણાવવું, ભદ્રીના ખૂન સબંધી તપાસમાં હાથ આવેલી છબી લઈ ડીટેકટીવનું દાખલ થવું છબી વસંન્તિકાની હોવાથી ડાકટરને સંભ્રમ, ડીટેકટીવ અને ડાકટર નુ પોત પોતાના વિચાર બાંધી જુદા પડવું, આરામની ઇચ્છા રાખતા નામદાર જજના મનની કફોડી સ્થિતિ, પોતે વિના વાંકે એક સ્ત્રી જાતિના કહેવાથી કાયમને માટે ગુમાવેલ ભાઈ સબંધી તેમનો અસાધારણ પશ્ચાતાપ.

**પ્રવેશ ૪ થો—શાન્તિદાસની પુર્ણકુટી—**કુતરાને જીગરથી ચાહનાર રણછોડનો પોતાની શેઠાણી માટે ફુલ વીણવા આવેલ માલતી સાથે વાર્તા વિનોદ, કયાંય નોકરી કરવાની ઇચ્છાવાલા રણછોડ ને નામદાર જજ્જને ત્યાં નોકર રખાવી આપવા માલતીએ વચન આપવું, વાત વાતમાં ડાકટરનું નામ સાંભળી રણછોડનુ ચમકવું અને પોતેજ જેને સાંજ વર્તમાનની એક નકલ આપેલી એજ ડાકટર માલતીની વાર્તાનો વિષય હોવાથી વિશેષ ખુશી થવું. ત્યાં શાન્તિદાસનું ભયની લપ શરૂ કરતાં આવવું, કંટાળેલી ગંગાએ તેની લપ બંધ કરાવી ચાનો કપ પાવા ઇચ્છા બતાવવી, બૈરીએ લપની સાથે કપનો પ્રાસ મેળવવાથી શાન્તિ દાસનું પ્રસન્ન થવું. રણછોડનું ફરી આવવું અને કુતરા પાળ-વાનું ફળ મળયાનું પોતાના પીતાને જણાવવું, શાન્તિદાસે સવાલપર સવાલ પુછી રણછોડને કંટાળો આપવો, જેથી રણછોડે તેનાં તરફ કુતરાને સીસકારવો શાન્તિદાસનું લેકચર.

(કૉમીક) રણછોડે કુતરા સબંધી એક કવિતા બનાવ્યાંનું કહેત શાન્તિદાસનું પોતાનું આખું કુટુમ્બ કવિતા બનાવવાની શક્તિ ધરાવતું હોવા સબબ ફૂલાવું, રણછોડે સંભળાવેલી શ્વાન પ્રશંસા.

**પ્રવેશ ૫ મો—સ્નેહી શત્રુનું ઘર**—શશિકાન્તે એક ગૃહસ્થ તરીકે મળવા બોલાવેલ હોવાથી નામદાર જજનું ડાકટર સાથે આવવુ, શશિકાન્તની માતાનો પોતાના પુત્રની દાંભીક પરોપકાર વૃતિ સબંધી ડોળ, શશિકાન્તે બનાવટી બીમારી બતાવી ડાકટરને સાથે લઇ આવેલ જજને બનાવવા, ન્યાયાસન પર બેસી મોત ની સજા ફરમાવનાર જજને શશિકાન્તે પુછેલા સવાલ, અને તેના નામદાર જજે વાળેલા સ્તુત્ય જવાબ ડોશીમાનો ફરીને ડોળ, વસંન્તિકાનું આવવું. તેને જોઈ ડાકટરનું ચોંકવુ બાળાના ઉત્તમ ગુણો જોઈ તેના તરફ જજને ઉદભવેલો નૈસર્ગિક પ્રેમ; વસન્તિકાને પોતાને ત્યાં મળવા આવવાનું આમંત્રણ આપી જજનું ડાકટર સાથે વીદાય થવું, પાછળથી મા દીકરાની પ્રપંચ ભરી વાતો અને જજનું નીકંદન કાઢવા શશિકાન્ત (સ્નેહી શત્રુ) ના વીચારો.

**પ્રવેશ ૬ ઠો - શહેર નજીકનું જંગલ**—વસંન્તિકાને શશિકાન્તને ત્યાં જોઇ આવેલ ડાકટરના અનેક પ્રકારના તર્ક વિતર્ક અને તેના તરફ મોહ્યા વસંન્તિકાનું અચાનક આગમન, કેટલાએક ખુલાસા, પરસ્પર પ્રેમ બીજનું રોપાવું, વસન્તિકાએ ડાકટરને જણાવેલી સ્નેહી શત્રુ તથા તેના ગોઠીઆઓ સબંધી કેટલી એક ગુપ્ત હકીકત, પ્રેમ બીજ અંકુરીત થવાના નિશાનો.

**પ્રવેશ ૭ મો—નામદાર જજનું ઘર**—બાલ વયેજ પારણામાંથી ઉપડી ગયેલ વસંન્તિકા ખરી રીતે પોતાની પુત્રી હોવા છતાં તેને શશિકાન્તની બ્હેન તરીકે ઓળખતાં નામદાર જજને વસંન્તિકાના આગમનથી ઉપજેલો સપ્રેમ સમ્મોહ અને એનાંજ દર્શનથી થયેલી જજની સ્ત્રીના મનની અવ્યવસ્થિત સ્થીતી, વસન્તિકાને ફરી ઘરમાં નહિ દાખલ કરવા જજના પોતાના નોકરોને ભલામણ, વસંન્તિકાને વીદાય કરતી વખતે ગૃહવાટીકામાંનુ પુષ્પ તોડવા જતા નામદાર જર્જ તરફ સ્નેહી શત્રુના માણસ જુસફે પીસ્તોલ છોડવી માલતીએ વેળાસર પહોંચી તેના હાથને ફેરવી નાંખવો, વસંન્તિકાનું ગભરાવું, જુસફનુ ભાગી છુટવું, નિમક હલાલ નોકરડીની ચાલાકીથી નામદાર જજનું બચવું.



# અંક બીજો.

**પ્રવેશ ૧ લો—શશિકાન્તના ગૃહનો પાછલો ભાગ—**સ્નેહી શત્રુએ પોતાની કાર્ય સિદ્ધિ અર્થે લાલચ આપી પોતાના પક્ષમાં મેળવેલ નામદાર જર્જના નિમક હરામ સેક્રેટરીનું આવવું શશિકાન્તની માતાએ અને શશિકાન્તે યુકતિ પ્રયુકતિથી નામદાર જજને ત્યાં બનેલી, બનતી તથા બનવાની હકીકત તેના મારફત મેળવી જજના નિમક હલાલ નોકર તથા ડાકટરં તથા માલતી તરફ સ્નેહી શત્રુનું ગુસ્સે થવું અને ડાકટરને ફસાવવાની યોજના ઘડી નામદાર જજને મારી પુર્વજનું વૈર વાળવાની પ્રતિજ્ઞાને મજબુત બનાવવી.

**પ્રવેશ ૨ જો—રાજ માર્ગ—**શ્વાનની સહાયતાથી સેક્રેટરીનાં પોગળને પિછાણી ગયેલા રણછોડની માલતી સાથે રમુજ અને રમુજ માંને રમુજમાં તેણે જણાવેલી સત્ય હકીકત, ડાકટરે તેને ઇનામ આપવું, રણછોડનું ખુશી થવું ડીટેકટીવની ચીઠ્ઠી મલવાથી માલતી તથા રણછોડને સાવધ રહેવા ભલામણ આપી ડાકટરનુ વસંન્તિકા સબંધી વિચારમાંને વિચારમાં જવું સેક્રેટરીનુ આવવું અને ડોકટરને ગભરાયેલ સ્થિતિમાં જતો જોઇ બધી વાત પોતાના મંડળને જણાવવા તથા પોતાના તરફ અવિશ્વાસ ની નજરે જેતાં માલતી વગેરેને તુરતમાં બદલો આપવા મકકમ બનવું.

**પ્રવેશ ૩ જો—શશિકાન્તના ઘર પાસેનો બગીચો**—વસંન્તિકા પુષ્પ વીણુતી હોય છે ત્યાં ડાકટરનું અચાનક આવવું તેના મુખથી પોલીસ ચોકસીની વાત સાંભળી વસંન્તિકાનું વિહવળ થવું, ડાકટરે તેને ધૈર્ય આપી શશિકાન્તનું પોગળ પોલીસપાસે ખુલ્લુ કરવા વસંન્તિકાને ઇશારો કરવો, વસન્તિકાએ પોતાના બન્ધુ તરીકે માનેલ શશિકાન્ત ઉપર કલંક ન આવવા દેવા તથા પોલીસ ચોકસીથી પોતાને અલગ રાખવા ડાકટરને વિનંતિ કરવી, વસંન્તિકાના પ્રેમ પાશમાં પકડાએલ ડાકટરે તેમ કરવા કબુલ કરી જુદા પડવું.

**પ્રવેશ ૪ થો—જંગલ**—ડાકટરની ગેરહાજરીમાં નામદર જજને ત્યાં બનતા જીવ લેણુ બનાવોનું બ્યાન કરતી માલતીને સેક્રેટરીએ આવી દબાવવી, સત્ય પરાયણ માલતીએ તેને વચન બાણુથી વીંધવો સેક્રેટરીની ફરતા ડાકટરનું આવવું માલતીનો પક્ષ લેતા સેક્રેટરીનો ડાક્ટર તરફ ગુસ્સો બતાવી ચાલ્યા જવુ આફતમાં ફસાએલી વસન્તિકાની ચીઠ્ઠી આવતાં ચિન્તાતુર ડાકટરનું વિદાય થવું માલતીએ વર્ણવેલ અધમનો સ્વભાવ.

**પ્રવેશ ૫ મો—અમીરી હોટેલ**—ડાકટરને મળવા આવેલ ડીટેકટીવની ચા નાસ્તો લેતા ગાડીવાલા સાથે થએલ વાતચિતમાં કફોડી સ્થિતી, સુચના આપ્યા છતાં ડાકટર ન આવવાથી ડીટીકટીવને થએલી ચિન્તા, વીશીવાળાને વસંન્તિકાની છબી બતાવી પોલીસ ચોકસી કરતાં તથા ફરી ગાડીવાળાને બોલાવતાં ડીટેકટીવે વેઠેલી વિટંમ્બનાં વીશીમાં કામ કરવા વાળી ડોશીને છબી

બાબત પુછતાં ઉખડેલું મહાભારત, કંટાળેલા ડીટેક્ટીવને શાન્તિદાસનો સમાગમ, શાન્તિદાસે સવાલપર સવાલ પુછી ડીટેકટીવને પોકરાવેલી તોબાહ, માલતી તથા રણછોડનું ડાકટરની શોધ અર્થે આવવું, શાન્તિદાસની અશાન્તિ, ડીટેકટીવે માલતી સાથેની વાતચિતમાં વસંન્તિકા સબંધી માહીતી મેળવી ડાકટર તરફ ઉપજેલ તેણીના વ્હેમનું નિવારણ કરી સ્નેહી શત્રુના ઘર તરફ જવું.

**પ્રવેશ ૬ ઠો—શશિકાન્તના ઘરનો એક ભાગ**—સ્નેહી શત્રુનુ ઉકત ગૃહ બતાવી માલતીના ગયા બાદ ડીટેકટીવની પોલીસ ચોકસી માટે શશિકાન્ત તથા તેની માતા સાથે થએલી વાતચીત, એ બંન્નેએ ગૃહસ્થાઇના ડોળમાં કરેલું ડીટેકટીવનાં મનનું સમાધાન બહારગામ ગએલી વસંન્તિકા ઘેર આવ્યેથી પોલીસને સોંપી આપવાનું કબુલ કરી શશિકાન્તે ડીટેકટીવને ચા નાસ્તો દઇ રસ્તે પાડવો; પોતે પોલીસ અમલદારને પણ ઠગ્યો એ બાબતમાં સ્નેહી શત્રુનુ ફુલાવું.

**પ્રવેશ ૭ મો—નામદાર જજનું શયન ગૃહ**—નિદ્રા નહિ આવવાથી તથા પોતે કરેલાં દુસ્ટત્યનું સમરણ થવાથી અશાન્ત જજને સ્વપ્નામાં પોતાના ભાઈ (રૂહ) નું દેખાવું, તેના પાસે નામદાર જજે પોતાના અપરાધની માફી માગવી, માફી નહિ આપતાં એથી પણ વિશેષ વ્યથિત બનાવવા રૂહે ઇચ્છા બતાવવી જજે તેમની સંતતિ બાબત શંકા કરતા રૂહે શશિકાન્તનું નામ આપવુ તથા વસન્તિકાની ખરી ઓળખાણ આપવી, વસંન્તિકા પોતાનીજ પુત્રી છે એ સાંભળતા પુર્વ પ્રસંગ યાદ આવવાથી જજની બેભાન જેવી સ્થિતી, રૂહનું અદ્રસ્ય થવું, જાુસંફે નામદાર જજની છાતીમાં છરીનો પ્રહાર કરી ન્હાસી જવું, માલતી તથા રણછોડનું આવી પહોંચવું.—ટેબલો.

# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો—સ્નેહા શત્રુનું ઘર**—નાયકાઓનું નૃત્ય ગાન ચાલતું હોય છે, ત્યાં શશિકાન્તે વસન્તિકાના નામથી લખેલી ચીઠ્ઠીપર ભરોસો રાખી ડૉકટરનું આવવું, તેને સ્નેહી શત્રુએ આપેલો મોત સુધીનો ભય, ડાકટરનીની ડરતા, સ્નેહી શત્રુએ જણાવેલ અને બતાવેલી લાંચની લાલચ ડાકટરની નિડરતા, વૈરનો હેતુ દુશ્મનની પ્રપંચ જાળમાં સપડાયા છતા ડાકટરનું બહાદુરીથી છટકી જવું.

**પ્રવેશ ૨ જો—જજના ઘરનો એક ભાગ**—બિમારી ભોગવતા જજની ડાકટર સબંધી પુછપરછ, સમયનો લાભ લઇ નિમક હરામ સેક્રેટરીએ કરેલી ડાકટરની બદઓઈ, ડીટેકટીવનું આવવું, તેણે પણ ડાકટર સબંધી પુછવું જવાબમાં સેક્રેટરીએ સંભળાવેલી ડાકટરની નિન્દા, ડીટેકટીવના યોગ્ય જવાબ, જજ અને ડીટેકટીવનો ડાકટર માટે ઉંચ્ચ અભીપ્રાય, નામદાર જજે ડીટેકટીવને ખૂનીના પત્તા બાબત પુછેલ પ્રશ્ન, ડીટેકટીવના જવાબમાં પાછી સેક્રેટરીએ ડાકટરની ચુગલી શરૂ કરવી; અને વસન્તિકાનું નામ લેતાં તે સ્નેહી શત્રુથી મળતો છે એમ ડીટેકટીવને ખાત્રી થવી, તથા મુદ્દા માલમાં તેને સેક્રેટરીના હાથમાંથી પડી પડી ગએલો એક રૂમાલ મળવો, ડીટેકટીવના ગયા બાદ સેક્રેટરીનું માલતીપર ગુસ્સે થવું. માલતીનાં વચનબાણ અને તેણીએ નામદાર જજ પાસે ખુલ્લો કરેલ સેક્રેટરીનો પ્રપંચ,

રણછોડનું આવવું, સેક્રેટરીએ ના દુરસ્ત તબીયતને લીધે એ બંન્નેની વાત નહિ સાંભળવા કરેલી જજને ભલામણ, કંઇક આરામને અનુભવતા જજના આગ્રહથી રણછોડે અથઇતી સંભળાવેલી સેક્રેટરીની નિમક હરામી.

**પ્રવેશ ૩ જો—શશિકાન્તના ઘરનો બીજો ભાગ**—સ્નેહી શત્રુના સપાટામાંથી છટકી ગએલ ડાકટરનું ઘરનાં તમામ દ્વાર બંધ હોવાથી એજ ઘરના બીજા ભાગમાં આવી ચડવું, જયાં વસન્તિકાએ તેને અંદરના ભાગમાં શાન્તિથી દાખલ થવા સુચવવુ એવામાં શશિકાન્તનું સંકિત પણે આવવું અને વસન્તિકા તરફથી શંકાનું સમાધાન થતાં જવું વસંન્તિકાએ ડાકટરને બોલાવી દિલાસો આપવો, તે બન્નેની કેટલીએક વાતચિતમાં સ્નેહી શત્રુના પ્રપંચની પરિસીમાં; નામદાર જજને મળવા સંબંધી ચિન્તામાં ડાકટરનું ત્યાં જવા તૈયાર થવું, તેમાં શશિકાન્તનુ ફરી આવંપું, ડોકટરને છુપાવી વસંન્તિકાએ સાંભળેલા સ્નેહી શત્રુના દુષ્ટ વિચારો, વસંન્તિકાની અડગ વૃતિ, તમામ પોગળ પ્રકાશમાં આવવાથી પ્રાણ બચાવવા ખાતર ભાગી જવા તત્પર થએલા શશિકાન્તનુ વસન્તિકાને સાથે આવવા કહેવું, વસંન્તિકાએ તેનો અનાદર કરવો સ્નેહી શત્રુએ તેને કલોરોફાર્મ સુંઘાડી ઉપાડી જવી અને એ બધી ઉપયોગી બાતમી મેળવી ડાકટરનું પસાર થવુ .

**પ્રવેશ ૪ થો—શાન્તિદાસનું ઘર**—પોતાની સ્ત્રી ગંગાના ગુણ કાવ્યમાં ગાતાં એકી સાથે ચાર ગગ્ગા મળવાથી પોતાની શક્તિ વિષે શાન્તિદાસનું ફુલાવું, ગંગાનું આવવું, સવાલ જવાબમાં દેવ દર્શને જવા તૈયાર થએલી ગંગાને શાન્તિદાસે સફૂસ શાસ્ત્રાર્થ કરી અટકાવવી, પોતાના પતિની કવિત્વ શક્તિ વિષે ગંગાનો અભિપ્રાય રણછોડનું શ્વાન સહિત આવવું અને હવેલીએ જતાં પોતાના કૂતરાને મળેલ અપમાનનું અલંકારીક રીતે કહી બતાવવું, કંટાળેલી ગંગાએ દર્શને જવા ચાલવા માંડવું, તેને શાન્તિદાસે રોકવી. કેટલાએક હાસ્યજનક સવાલ જવાબ પુછી રણછોડે તથા શાન્તિદાસે દેવદર્શને ન જવાની પ્રતિજ્ઞા લેવી, ગંગાની મુંજવણ, ના ઇલાજે તેણીએ લીધેલી પ્રતિજ્ઞામાં અજાયબ જેવી એક શરત અને રઝળી પડેલાં બિચારીના દેવ દર્શન.

**પ્રવેશ ૫ મો—સ્નેહી શત્રુનું ઘર**—શશિકાન્ત વીગેરેના ન્હાસી જવાથી નિરાધાર બનેલી વસંન્તિકાની ચિન્તા ગ્રસ્તપણે વિચાર પર પરા ડીટેકટીવનુ આવવું, વસંન્તિકાનુ ગભરાવવું, ડીટેકટીવે શશીકાન્ત સંબંધી બાતમી મેળવ્યા બાદ સવાલ પુછતાં શકદાર જણાએલી વસન્તિકાને સીપાઇને હવાલે સોપવી, તૃષાતુર વસન્તિકાને પાણીની સગવડ નહિ કરી આપતાં સિપાહીએ પોતાના અમલદારના હુકમનો બજાવેલ હાસ્ય જનક અમલ, ડાકટરની ચિન્તામાં ફરી ડીટેકટીવનું આવવું અને વસંન્તીકાને એક સવાલ પુછવો, જવાબમાં વસંન્તિકાનો બોલ ઉડાવનારો લાગવાથી ડીટેકટીવના શકમાં ઉમેરો થવો અને દીલગીરીની સાથે વસન્તિકાને કેદ કરી ત્યાંથી નામદાર જજ પાસે લઈ જવી.

**પ્રવેશ ૬ ઠો—નામદાર જજનું દીવાનખાનું**-વસંન્તિકાને લઈ આવતાં માર્ગમાં સ્નેહી શત્રુનુ જાલિમ હથીયાર જુસબ પણ હાથ આવી જવાથી ડીટેકટીવે માનેલી કેટલેક અંશે પોતાના શ્રમની સફ્ળતા, માલતી સાથેની વાતચિતમાં વસંન્તિકા નામદર જજની પુત્રી છે એમ ડીટેકટીવને ખાત્રી થવી અને તેણે ડાકટર સબંધી સમાચાર માલતીને પુછવા, એ બાબતમાં માલતીએ સામે કરેલ પ્રશ્ન, બંન્નેનો અફ્સોસ, માલતીને અંદરજવાનું કહી સન્મુખ આવતા સેક્રેટરી સાથે ડીટેકટીવે કરેલી વાતચિત, નદી ઓળંગતાં પુલ તુટી જવાને લીધે સ્નેહી શત્રુ વગેરે વાહન સહિત વિનાશ પામ્યાના પોલીસે ખબર આપવા, એ બાબતનો માત્ર એકજ સવાલ કરતાં સેક્રેટરીનું સપડાવું, પાપનો ઘડો ફુટવો ડીટેકટીવે પોલીસને બોલાવી તેને કેદ કરાવવો, ડાકટરનુ તેના પાસેથી ડીટેકટીવને મળેલ કેટલોકએક ખુલાસો, સેક્રેટરીએ ડાકટર તરફ રીવોલ્વર છોડવી, ડાકટરનું બચવું અને એજ ગોળીથી થયેલું જુસબનું મ્હોત, કોલાહલ સાંભળી નામદાર જજનું આવવું, ડીટેકટીવના મુખથી પાપીઓનો થએલ પરાભવ સાંભળી નામદાર જજે નિર્ભય બની માલતી અને રણછોડને ઈનામ આપવા તથા ડાકટરની અમુલ્ય સેવાના બદલામાં પોતાની પુત્રી વસંન્તિકાને તેના હાથમાં સોંપવી, સહુ સારૂં જેનું છેવટ સારૂં.



# સ્નેહી શત્રુ નાટકના ગાયનો.

## અંક પહેલો.

**સુત્રધાર—** **સ્તુતી**

દીનના દયાલ પ્રાણાધાર પ્રભુ.
ભવસિંધુપાર ઉતાર ... ...પ્રભુ
નમી નવું ભજવું નાટય, ઉચિત લઈ આધારો તારો
જીંદગાની જીંદગાની (૨) જાએ વ્યર્થ હાયે ખટપટ રોપાયે...જીંદગાની
સુખ લહે જન જોનાર. કરી સદા શુભ વિચાર
મોજ માણે (૨) દયાલ.....દીનના.

**બાળાઓ—** ૨

જે સ્નેહી થઈ શત્રુ, શત્રુ વટ કરશે રે...
કપટે કપટીને વિશ્વનાથ દંડ દેશે...
કપટે પાંન્ડવ ભોળાયા રાવણ સરખા રોળાયા
આખર કપટીજન મરશે (૨) હરી કંસ સમા ફળ દેશે...જે સ્નેહી

શુભ સંગત રંગતથી તે સદા સુખ લેશે (૨)
પણ સ્નેહી શત્રુઓતો અતિશય દુખ સ્હેશે (૨)
સત્યે સતીયા જગ તરશે સતીયા દુખથી નવ ડરશે.
પણ લખ્યા લેખ નવ ટળશે (૨) આ લોકે ને પર લોકે...જે સ્નેહી

**ડાક્ટર—** ૩

જા જા ઠગારી છોડ ઘ્રવારી તારી નાચ નાર, પ્રપંચી ઝટ જા તું
અહીથી દૂર થાતુ

સમજ માન મનમાં કરીલે વિચાર સાર
કરશે દુષ્ટો તુજપરવાર સમજાવુ થઈને લાચાર.
જા જા ઠગારી...
કહું છું તુજને હિત વચન હું
માની લે વિનતી મારી.
સપડાશે સંકટ મહી તું, આશા સરશે નહિ તારી
વિણા વિચાર લાગી બકવા તું એ દુષ્ટ નાર
જા જા અહિંથી લંપટ નાર, શું એ મુજને કરશે ખ્વાર
જા જા ઠગારી.

**ડૉકટર—** ૪

દુનિયાં આખી ભરી હાય દુખથી ટેક
કોઇ સુખી ન જણાય...દુનિયા.
માયાનું સુખ જેને મળે: તેનુ દિલ બાળક વિણ બળે
આશા ઉર ફાવે તો ફળે, જયાં સુખ ત્યાં દુખ દેખાય.
સુખ જેને સંતાનનું જડે તે ધન સુખ માટે ટળવળે
દૈવી કૃતિ જન કયાંથી ફળે
નાહક મનમાં મુંઝાય...દુનિયા.

**જજ—** ૫

કરો મુજ પાપોની ક્ષમા. પ્રભુ યાચુ પ્રણમી પ્રણમી.
પતિતોને પાવન કરનારા, સાચા છો શ્રી હરિ,
સાધી સમય આ અપરાધીને, જો જો નાથ જરી...પ્રભુ.
અજામેળ સરખા અધમોની, આપે બાંહ ધરી
બિરદ મહા મજબૂત બનાવો, મારી વહાર કરી. પ્રભુ.
નહીં કરૂં હું નીચ બનીને, આવું કામ ફરી,
જુઓ નેહ ભરી નજરે જેથી, એવું કામ કરી,—પ્રભુ.

**રણછોડ—** ૬

કૂતરાઓને પાસ, રાખે રાજાઓ ખાસ.
કામ શું છે નકામા પોલીસનું...
ચોરોને ભગાડે, સ્વામીને જગાડે, જે બિગલ બજાવાને
ચીસનું...કૂતરા.
ચાહે તારો ચાહે મારો; નહિ ચ્હેરા માથે ચિન્હ રીસનું કૂતરાઓને
સેવા બજાવે સદા વિણ દામે, થોડું આપો તોએ સંતોષ પામે.
સાચે સાચું કહું...કૂતરાઓને

**વસંન્તીકા—** ૭

પતિ સેવાથી સતી નારી, પામે મુક્તિ પ્યારી
શીયળ ધારી સુખ લે સંસારી પરલોકે શ્રેયકારી. પતિ સેવાથી
નિજ નાથ વિણ બીજા નરોની વાત જેને ના ગમે
જે શુધ્ધ મન રાખી સદા, પતિ પ્રેમના મેવા જમે.
જેનાં ચરિત્રો પુનિત અતિ ઠરવાનું ઉત્તમ ઠામ છે
એ સબળ અબળા જાતિને, મ્હારા અનેક પ્રણામ છે
ધન્ય ગણાતી મુદમાતી સરમાતી રેનારી...પતિ...

**શશીકાન્ત—** ૮

મારૂં મારૂં શોધીં દાવ, દિન દિન વેર ઝેર દિલ વધતું
ખળને ખરી ખબર તુરત પડશે
જનને બુરી કૃતિ તણું ફળ મળશે.
થૈને અધીર, પીઉં રૂધિર, બસ એનું ઉર ચીરીને જરૂર હદ થઈ
હવે તો.
કામકાજ તજી તમામ બીજા, વાર્તા એકજ હૃદય વસી
દઈશ દંડ કરૂં નહિં કરૂણા.
સહન થાયના હાય જરાએ મારૂં મારૂં.

**વસંન્તિકા—** ૯

**વ્હેલા આવો હૃદય હરનારા.**
**ઠગો શાને વ્હાલા, પધારો છોગાળા.**
**મદન જવાળ પ્રગટી કરો શાન્ત વ્હેલી.**
**વિરહ વેદનાથી. બની હું ઘેલી......વ્હેલા.**
**આવી દશા મ્હારી થઈ, હાય પ્રેમ બંધનમાં પડી.**
**જેમ જળ વિણ મીન તેમ, દશા મનની થઈ, વ્હેલા આવો.**

**ડૉકટર-વસન્તિકા** ૧૦

રતિના વાદળ વરસાવો.
તરૂણી ન હવે તરસાવો.
હૈયું હળી મળી હરખાવો સ્નેહે સુંદરીરે.
ખાલી ખેંચો ન હાથ, જાઉં હું ડરીરે
નાહક જાશે ચોળાઈ, મારી સુંદરીરે.
રતિના વાદળ વરસાવો
શરમ ધરમના મરમ સમજીને ઝટપટ ઘર જાવો
પરમ નરમ કર સુખકર સુંદીર આદર
દરસાવો. હૈયું હળી મળી ...રતી.

**રણછોડ—** ૧૧

કુતરાઓને પાસ રાખે રાજાઓ ખાસ
કામશું છે નકામાં પોલીસનું
ચોરોને ભગાડે, સ્વામીને જગાડે, બિગલ બજાવીને
ચીસનુ ...કુતરા
ચાહે તારો ચાહે મારો; નહિ ચ્હેરા સાથે ચિન્હ રીસનું કુતરાઓને
સેવા બજાવે સદા વિણ દામે, થોડું આપે તોએ સંતોષ પામે.
સાચે સાચું કહું...કુતરાઓને

## અંક ૨ જો.

**સેક્રેટરી—** ૧૨

જ્યાં ત્યાં આડો આવતો જણાય એક એજ
પ્રથમ એને ડસી ડસી હસી હસી કપટે હણું
જલદી ઝપટ•બતાવું
સુખકર શશીવિણુ અવરનવર સમજાય
શાન્તિ થાય, પાપ જાય, અન્ય સર્વ ખડખાય...જ્યાં...

**વસંન્તિકા—** ૧૩

ખીલી ખીલી ખરી પડયાં છે ફૂલરે લ્હેર લતાપર લે...કળી
કળી ક્યાંથી શકે એ શૂલરે. જ્યાં દશાની હાનિ ના મળી...
સાવ ખોટારે લાગે ખીલવણીનો ખેલ.
ખાલી ખીલીરે થોડી પામતા સુખ સ્હેલ
કરતા ફોગટના ફેલ (૨) રાખી ઘણો મને મેલ...સાવ ખોટારે
બંધ રહે મુખ જ્યાં લગી, ત્યાં લગિ સુખ સમજાય
ફૂલ તણું પણ ફૂલવું, પ્રભુથી સહન ન થાય. સાવ ખોટા

૧૪

**ડાકટર**—વિધુ વદની મૃગ નેણી વસંતધારી ખંત કયાં દેશો દર્શ ફરી.
**વસંન્તિકા**—મારા અંન્તરના આરામ છો પ્રીય કામછો. રેજો ધૈર્યધરી.
**વસંન્તિકા**—છોડો હાથ છેલા અહી કોઇ આવશે
ખાલી વ્હેમ કરી વ્યથા ઉપજાવશે.
**ડૉકટર**—ના રેવાય, ના સ્હેવાય, શેન્જુદાઇથી જીવાય...વિધુ વદની...

**માલતી—** ૧૫

અધમો અવળાં કામ કરે છે, હામ ધરી હસતારે.
હૃદયે ભીતિ હાય ભરે છે, શ્વાનસમા ભસતારે.

મૂરખ મનમા ન ધરે મ્હેર, કોમળપર વરૂતાવે કેરે
જણાવે ઝાઝું અંન્તર ઝેર. શ્વાન સમા અધમો
સાપ ન રાખે સ્વપ્નેપણ કદી, નિજ્જન ઉપર દ્વેષ.
એથી દુષ્ટ અધમ નિજજનને કરડી કરતા કલેશ.
ભલાજનોનું ભુડું કરવું છોડી કરૂણા સાવ.
દાવ શોધતા રહે સદાયે, શઠનો એજ સ્વભાવ.
કાંદાને કરવા કસ્તુરી, છે નહિ કોઈ સમર્થ
તેમ અધમની આગળ સારી વાતો જાયે વ્યર્થ. શ્વાન સમા—અધમો

**માલતી—** ૧૬

હે શંકર સ્વામી; અન્તરયામી, તંતે હરો ત્રયતાપ
દેવના દેવ છો આપ એશકક મારા બાપ
ઉમા પતિ છો કરૂણાળુ અમાપ...તંતેહરો.
નામ સ્મર્યે ટળે પાપ; પાવન એવો પ્રતાપ
જપું સદા આપના હું જશ જાપ...તંતેહરો...હે

**રણછોડ—**

કૂતરા કામ અજાયબ કરે.
દિલે નહિ ચોર ચુગલથી ડરે.
વાંકે પૂછડે, દીન મૂખડે, ટાઢે ટુકડે, પેટ નિરંતર ભરે કૂતરાં
બેસી બારણે માલિક નિમક કારણે મરે...કૂતરાં.

**શશિકાન્ત—** ૧૮

કાળની પાસે જશે કાકો અમારો ત્રાસે ઘડિ પલમાં
ચોમેરથી ફસ્યો જાલિમ બાળે નહિ સુખને ભાળે
ધાર્યું અમારૂં થાશે ઘડીપળમાં...કાળની
કુટિલ કરણીનો મુદ્દામ લઈશ હું બદલો તમામ.
હૃદયે અડગ ધરીને હામ, છકિ અતિ છલબલમાં...કાળની.

## અંક ત્રીજો.

**નૃત્યકારિણી—** ૧૯

પિયુ પરદેશી (૨) પ્રીત કરી પરહરી ગયા ક્યાં આપ. અરે–પરહરી
કોના જેવી આ રીત તમારી
ક્રૂર અમે કહીએ
દિલડું પીડા પામે દાડી, અમે નીરનેણુ વહીએ...પિયુ પરદેશી
દાસીના દોષો હોય કદાપિ.
આપ ઉરે નાં ધરશો
દર્શન આપી કષ્ટો કાપો
રહી સંગ લ્હાવ લઇએ...પિયુ પરદેશી.

**રણછોડ—** ૨૦

ખટપટ કરતો લૂણ-ખાઇ ઘર પૈસાથી ભરતો
સ્નેહી શત્રુ માટે મરતો
નીચ એના જેવો ન મળે, હરામ કૃતિ ધ્યાને ધરતો
સદા પાપનાં બાંધી પોટલાં, તજી શરમ ફરતો સ્નેહી.
દગો કરીને ના ડરતો શઠપુરો સેક્રેટરી
સહુ લેખા લેશે શ્રી હરિ.
સ્વામી હિતને હણનારો. એ ધોળારો ફરતો. સ્નેહી–ખટપટ કરતો.

**શાન્તિદાસ—** ૨૧

**ગંગા**—બની ઠની દર્શને જવાનું કાઢ્યું બ્હાનું
**રણછોડ**–બેસ બેસ હેઠી બાહેર નથી જવાનું
પગે મને લાગ પાપ નાશ પામવાનુ
સદા પતિ સેવાથી છે ભલું થવાનું

આશા પડોને અમથા પ્રભુ ચરણુને સ્પર્શે
હૈયું મારૂં અતિશે છવાય હર્ષે
માનો મારી વાત માત, લાગી જાશે
નહિતો લાત, એ...એ...એ પછીથી
થાશે અધરૂં પીવું દવાનું
એસ એસ હેડી બાહેર નથી જવાતું

**વસંન્તિકા—** ૨૨

રંક અબળાની આજ, લાજ રાખજે હરિ,
દોષ ન મળે જરી, તોય ખુની હું ઠરી.
સત્તાધારી શું હશે, આંખે અંધ તમામ.
પકડે વિણુ અપરાધીને. દે દાઝયાપર ડામ.
ધ્યાને વિનતિ ધરી, તું ઠરાવજે ખરી—રંક અબળાની.

**સર્વે—** ૨૩

સ્નેહી શત્રુ તણો, થયો આજ નાશ
કીધાં પલમાં ઠાર, કાપ્યા કષ્ટ આપાર સ્નેહી.
ભાવીયે ભુલાવ્યું ભાન, સ્નેહી લડયા થઈ નાદાન
માત પીતા મળી પુત્રી સાથ; અનંત કેરી પુરી આશ...
થયો આજ નાશ.

